શ્રીગુરુદેવ ગોકુલેશજી-ગ્રંથમાળા મણકો ૭

॥ श्रीहरिः ॥

# આપણે ક્યાં અને હવે શું?

: લેખક :
કેશવરામ કા. શાસ્ત્રી

શુદ્ધાદ્વૈત સંસદ : અમદાવાદ

પ્રકાશક:
**મોહનલાલ વિ. ગાંધી**
મંત્રી-શુક્લહિત સંસદ
**મોડાસા.** (જિ. અમદાવાદ)



પ્રથમ આવૃત્તિ, જુલાઈ ૧૯૪૮

**ભેટ પુસ્તક : સંવત ૨૦૦૪**

પ્રત ૧૦૦૦

મૂલ્ય ૦-૬-૦



અખિલભૂમંડલાચાર્યવર્ય શ્રીવલ્લભાચાર્યવંશાવતંસ

નિ. લી. ગો. શ્રી ૧૦૮ શ્રીગોકુલેશજી મહોદય

જનાગ



ગો. વા. શેઠશ્રી વિઠ્ઠલદાસ મોતીચંદ માંગરોળવાળાના

જયશ્રીરૂપમ્.

# નિવેદન

ગો. વા. શેઠશ્રી વિઠ્ઠલદાસ મોતીચંદ માંગરોળવાળાના સ્મરણમાં મુદ્રાદ્વૈત સંગ્રહને એમના સુપુત્ર ભાઇશ્રી અમૃતલાલે જે ટ્રસ્ટ ફંડ સોંપ્યું છે તેના વ્યાજમાંથી શ્રી વિઠ્ઠલદાસભાઇના ગુરુદેવ જૂનાગઢવાળા નિ. લિ. ગોસ્વામી શ્રી ગોકુલેશજી મહારાજના જન્મોત્સવને દિવસે દરેક વર્ષે આષાઢ વદિ ૧ના દિને એકાદ પુસ્તિકા પ્રસિદ્ધ કર્યે જવાની છે. ગયે વર્ષે કાંઈ છપાવી શકાયું નહોતું. આ વર્ષે એ યોગ મેળવી શકાયો છે. શ્રી. કેશવરામ શાસ્ત્રીએ વર્તમાન યુગને લક્ષ્ય કરી એક પુસ્તિકા લખી આપી છે તે અહીં છપાય છે. એમાં રજૂ થયેલા વિચાર કેવળ સાંપ્રતિક છે. આજે આપણો સમાજ કઇ પરિસ્થિતિમાં મુકાયો છે અને સમગ્ર હિંદુ સમાજના અંગ તરીકે એણે કેવા પ્રકારનું વલણ લેવાનું છે એનો લેખક ખ્યાલ આપે છે. એઓ કહે છે એમ આ વિચાર કોઈ અન્યને બંધનકારક નથી. લેખક પોતે જ એ વિચારોના જવાબદાર છે. બહોળા સમાજમાં રહેવાથી અને આજના રાજકીય વાતાવરણનો ઠીક ઠીક પરિચય હોવાને કારણે એમનો જે અભિપ્રાય થયો છે તે વર્તમાન પરિસ્થિતિમાં જરૂર વિચારવા જેવો છે. આપણે સમાજમાં ટકી રહેવું હોય તો કંઈક મોટું દિલ કરવું જ પડશે. કેટલું મોટું દિલ કરવું એ સમાજે વિચારવાનું છે.

ટૂંકી મુદતમાં આ પુસ્તિકા લખી આપવા બદલ લેખકનો આભાર માનીએ છીએ.

**મોડાસા.** **મોહનલાલ વિ. ગાંધી**

તા. ૧૪–૭–૪૮ મંત્રી. શું. સં.

# આપણે કયાં અને હવે શું?

## પ્રાસ્તાવિક.

**આપણે** એટલે એમ તો સંસારમાં રાચતી સમગ્ર માનવ–જાતિ. જગતમાં જન્મ લીધા પછી જેવા સંયોગોમાં માનવ મુકાય તેવા સંયોગોને વશ બની એણે પોતાનું હરકોઇ પ્રકારથી આવી મળેલું કાર્ય પતાવવાનું જ રહે છે. ક્ષણમાત્ર પણ એવી જતી નથી જેમાં માનવ કોઇપણ જાતનું કર્મ કર્યા વિના રહી શકતો હોય. ત્યારે જ એ કર્મ કરતો અટકે છે કે જ્યારે એણે પોતાના કરી માનેલા શરીરમાંથી પ્રાણાત્મા ઊડી જાય છે. ત્યારે માનવને માથે અવિરત કર્મ કર્યે જવાનો એક સ્વભાવ જ પડી ગયો છે. માનવ પાસે જગતનાં બીજાં ચેતન પ્રાણીઓ કરતાં એક મહત્ત્વની વસ્તુ છે. એનાથી જ એ પશુ પક્ષીઓ કરતાં ઊંચી કક્ષાનો ગણાય છે, અને ઇતર ઉપર અધિકાર ભોગવવાની–વાપરવાની કે અહંની ભાવના પોષી શકે છે. આ વિશિષ્ટ શકિત તે વિચાર કરવાની છે. શામાં પોતાનું હિત છે, શામાં પોતાનું અહિત છે એનો નિર્ણય માનવ આ વિચાર–શકિતથી જ મેળવી શકે છે. આ વિચાર–શકિતના બળે જ એ જે દિશાએ સુખ થાય તે દિશા તરફ વળે છે. પરિણામે એ-માંથી સુખ થશે કે દુઃખ એ કદાચ એના હાથની વાત નથી; પણ એનું ધ્યાન તો પોતાની દરેક પ્રવૃત્તિમાંથી સુખ જ તારવી લેવા તરફ હોય છે. ત્યારે સૌથી પ્રથમ સામાન્ય રીતે એ નક્કી કરવાનો સમજુ સમાજમાં પ્રયત્ન થયા કર્યો

છે કે **સાચું સુખ** શું ? વિચારકોએ વિચાર કરતાં કરતાં બે બાજૂ ખેંચી જવાનો પ્રયત્ન કર્યો છે. કોઇ પક્ષ માત્ર તનના સુખને જ સુખ કહે છે અને શરીરને જે રીતે સુખ મળે તેવા જ પ્રયત્નોનો સમાદર કરવાની હિમાયત કરે છે. આગમાં ખાખ થઈ જનારો દેહ ફરી ફરી ક્યાં મળવાનો છે એમ માની–મનાવી દુન્યવી સુખોમાં આવા વિચારકો ખેંચી જાય છે. બીજો પક્ષ એવો છે કે દુન્યવી સુખોમાં શાંતિનો અનુભવ એમને થતો નથી. જગતમાં ઊંચામાં ઊંચું સુખ એટલે પૃથ્વીનું સાર્વભૌમ શહેનશાહપદ. આવું ઊંચામાં ઊંચું ગણાતું પદ પણ કયો માનવ સાચી શાંતિમાં ભોગવી શક્યો છે ? દુનિયાનો ઇતિહાસ મળે છે ત્યારથી માંડીને આજ સુધીમાં અનેક સમ્રાટો થઈ ગયા, પણ એમાંનો એક પણ કાયમી સુખનો કાંઇ અવશેષ કે યાદ પણ મૂકી ગયો નથી. પોતાના જીવનકાળમાં જ એને અનેક પલટા જોવા પડ્યા હોય છે. અરે કેટલીક વાર તો પોતે અન્યત્ર માનેલા સુખને કારણે સામ્રાજ્યપદનો ત્યાગ કરવાના પણ દાખલા મળે છે. બ્રિટિશ સલ્તનતનો જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાતો તાજ પણ છોડી દેનાર મળ્યા છે. આઠમો એડવર્ડ એનું ઉદાહરણ છે. એક સામાન્ય કોટિની અમેરિકન વિધવાના પ્રેમમાં પડી એની સાથે રહેવાનું એણે વધુ પસંદ કર્યું. સાર્વભૌમપણાના સુખને એણે ફગાવી દીધું ને સામાન્ય માનવી તરીકે રહેવાનું એણે સ્વીકારી લીધું. એના ઉત્તરાધિકારીને મળેલી શહેનશાહતનો વળી જુદો જ ફેજ થયો. બ્રિટિશ શહેનશાહતના ગૌરવભર્યા માનને સ્વેચ્છાએ ત્યાગ કરી એ આજે ઇગ્લેન્ડનો સાદો 'રાજા' જ છે. છેલ્લા મહાન

યુદ્ધે લાવેલાં પરિણામોમાં બે પરિણામ તરત ધ્યાન ખેંચે છે; એક તે હિંદને સ્વતંત્ર કરવામાં આવ્યું એ અને બીજું દુનિયાનાં મહારાજ્યોમાં બ્રિટિશ સલ્તનતનું સ્થાન પ્રથમ દરજ્જાનું હતું તે ત્રીજા દરજ્જાનું આવી રહ્યું એ. હિંદે હાલ બ્રિટિશ સલ્તનતના ભાગ તરીકે રહેવાનું સ્વેચ્છાથી સ્વીકાર્યું છે; પણ ધારે ત્યારે એ તદ્દન સ્વતંત્ર થઇ શકવાને મુખત્યાર છે.

તો આમ સાચું સુખ લોકમાં તો નથી એ એકદમ તરી આવે એવી વાત છે. ત્યારે સાચું સુખ શામાં છે એ પ્રશ્ન ઉત્તર વિનાનો જ રહે છે. સાચા સુખની શોધમાં નીકળેલા પુરુષોને જગતમાં સુખ ન મળ્યું એટલે જ થાકી થાકીને એઓ જગતની બહાર ક્યાંક શાશ્વત સુખનું મૂળ છે એ શોધવા તરફ વળ્યા છે. દુનિયાના ઇતિહાસના આરંભકાળથી જ આવી પ્રવૃત્તિ થયા કરી છે. આ સમગ્ર જગતનું સંચાલન જેના હાથમાં છે તેના હાથમાં જ સાચું સુખ હોવું જોઇએ એ ભાવનાએ એ લોકોએ એક પરમ તત્ત્વનો સ્વીકાર કર્યો છે અને એના તરફ પછી મીંટ માંડવાનો પ્રયત્ન થયો છે. જગતના બધા આસ્તિક ધર્મોની મુખ્ય માન્યતા એ એક પરમતત્ત્વ સુધી પહોંચવાની છે. ત્યાગની ઊંચી ભાવના અને તપની વિકટ કોટિ સુધી પહોંચીને, ઇશ્વરના અસ્તિત્વમાં ન માનનારા બૌદ્ધો અને જૈનો પણ ભૌતિક સુખોથી પર કેવળસુખ–આત્મરતિને જ પરમ સુખ તરીકે વિચારી રહ્યા છે. આ રીતે પરમ સુખ એ દેખાતી દુનિયાથી ક્યાંક ઉપર રહેલું છે એવું જગતનો સમઝદાર વિચારક વર્ગ એકમતે સ્વીકારી રહ્યો છે.

પણ ત્યારે એ સુખ મેળવવા આ જગતનો આ દેહથી ત્યાગ કરવામાં આવે તો જ ઇષ્ટસિદ્ધિ મળે. આમ હોવાથી જગતમાં જીવી રહેવાનું એક પણ પ્રયોજન સિદ્ધ થઈ શકતું નથી એવી પરિસ્થિતિ ઊભી થાય છે. અને શાશ્વત સુખ મેળવવા આપણે કાંઈ આપણા દેહનો સ્વેચ્છાએ ત્યાગ કરી શકવાની સ્થિતિમાં નથી. અહીંનું જીવન આપણે જેટલું અને જે કાંઈ ભોગવવાનું હોય તેટલું ભોગવ્યા પછી દહાડો આવી જતાં જ જગત છૂટે છે; ત્યાંસુધી તો દુનિયામાં જ રહેવું પડે છે. એટલા સમય સુધી પણ જગતના મોટા ભાગનાં માનવીઓનાં જીવન તો પશુ–પંખીની જેમ આહાર નિદ્રા–ભૌતિક–સુખોપભોગમાં જ પસાર થઇ જાય છે. એમાંથી સમય ફાજલ પાડી જો કાંઈ વિશેષ કાર્યો કરવાની બુદ્ધિ માનવને સૂઝે તો જ એમાં એ શાશ્વત સુખના કણને પહોંચવાનો કાંઈક પણ પ્રયત્ન કરી શકે. આ વિશેષ કાર્યો કયાં છે ?

પૃથ્વી ઉપરની પ્રજા જ્યારે તદ્દન જંગલી સ્થિતિમાં હતી ત્યારે તે હાલ આફ્રિકા–ઑસ્ટ્રેલિયા–અમેરિકા અને પ્રશાંત સાગરના દક્ષિણમાં નીચે આવેલા ટાપુઓમાંના કેટલાક ભાગોમાં રહેતી તદ્દન જંગલી અને અર્ધજંગલી પ્રજાઓની માફક પશુઓની જેમ જ લગભગ જીવતી હતી; પણ ધીમે ધીમે સંસ્કારોના પાસ લાગતા ગયા ને પરિણામે જગતમાં રહીને એક ઉત્તમ માનવી તરીકે રહેવું હોય તો કેમ રહેવું એનો ખ્યાલ વ્યાપક બન્યો. ને એ સમૂહમાં પરસ્પરના મેળથી રહેવું હોય તો કેવી રીતે રહેવું એનો મનુષ્ય વિચાર કરતો થયો. એમાંથી **સંસ્કૃતિના**

વિકાસ થયો. આવી જગતમાં જાણીતી સંસ્કૃતિઓમાં **ભારતીય સંસ્કૃતિ** એ પુરાણી છે અને જગતની બીજી પછીની સંસ્કૃતિઓમાં આજ દિવસ સુધી એની વિશિષ્ટ રચના–કુશલતાને કારણે શ્રેષ્ઠ સ્વીકારાઇ છે. ભારતવર્ષમાં ખીલેલી આ સંસ્કૃતિએ માનવ માનવ તરીકે કેવી રીતે જીવે એનો ધોરી માર્ગ ખુલ્લો કર્યો. સમૂહગત જીવન એ આ સંસ્કૃતિની પહેલી સિદ્ધિ છે. એક જ સમાજમાં એક બીજાને કષ્ટ આપ્યા સિવાય ભૌતિક દૃષ્ટિએ સુખી જીવન ગાળતા કેમ રહી શકાય એનો પાઠ આ જ માત્ર સંસ્કૃતિએ આપ્યો છે. જગતમાં રહી ત્યારે માનવને, પોતે બીજાને કષ્ટરૂપ ન થાય એ રીતે, વળી પોતે બીજાને ઉપકારક થઇ શકે અને બીજાની મદદ લઇ પોતે ઉપકાર્ય પણ થઇ શકે, એવી જાતનું જીવન ઉચ્ચ આ સંસ્કૃતિમાં જે કાંઈ મળ્યું તેમાં **આપણે ક્યાં** છિયે એ આજની દુનિયા સમક્ષ એક કઠિનમાં કઠિન સમસ્યા આવી પડી છે. આજના નિબંધમાં આ જ પ્રશ્નની ચર્ચા અને અને હવે શું એ વિશે થોડો વિચાર રજૂ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. અહીં એ માટે નીચેના મુદ્દા ચર્ચાનો વિષય બને છે: ૧. આજનો સમાજ અને સામાજિક જીવન, ૨. એ સમાજમાં હાલના વૈષ્ણવ સમાજનું સ્થાન, ૩. આ સમાજના અંગ તરીકે જીવવું હોય તો કેવી રીતે, ૪. વૈષ્ણવતાના પ્રવાહની અવિચ્છિન્નતા, અને ૫. નવીન સ્વતંત્ર હિંદમાં એના એક અંગ તરીકે વૈષ્ણવોનો ફાળો.

મને લાગે છે કે આ પાંચ મુદ્દાઓથી હાલને ટાંકણે સમાજમાં ઊભા થયેલા પ્રશ્નોનો કેટલોક ખુલાસો મેળવી

શકાશે. ખરી રીતે આ કાર્ય એક માણસનું નથી કે વિભિન્ન માણસોનું નથી; આવા પ્રશ્નોના ખુલાસા તો આચાર્યો અને અનુયાયી સમાજની એકત્રિત મળેલી પરિષદો જ કરી શકે. પણ હાલના સંયોગોમાં આની શકયતા જોવામાં નથી આવતી; ત્યારે કાંઈક વિચાર–સામગ્રી આપી શકાય એટલા જ માત્ર ઉદ્દેશથી આ એક નાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ વિચાર મારા અંગત છે, અને એની સંપૂર્ણ જવાબદારી મારી જ છે. સમાજ સમગ્રને કે એના કોઇ પણ ભાગને આ વિચારસરણી બંધનકારક જ છે એમ કોઈએ માનવાની કદી ભૂલ કરવાની નથી. બેશક, એમાંનો સદંશ સમાજને ગ્રાહ્ય જણાય તો લેખકના પ્રયત્નનું એ સદ્ ભાગ્ય હશે.

ત્યારે હવે એક પછી એક કરી ઉપર રજૂ કરવામાં આવેલા પાંચે મુદ્દાઓ વિશે મીમાંસા રજૂ કરું.

## ૧ આજનો સમાજ અને સામાજિક જીવન

છેલ્લાં પચીસસેં વર્ષોમાં હિંદ ઉપર અનેક આક્રમણ આવ્યાં. આક્રમણ કરનારાઓમાંના કેટલાક માત્ર વિજયની જ મહેચ્છાવાળા હતા. એઓ વિજય મેળવી ચાલ્યા ગયા. બીજા આક્રમણ કરનારા એવા હતા કે એઓને વિજય એ જ કાંઇ મુખ્ય વાત ન હોતી. એઓ અહીં હિંદમાં જ રહ્યા ને હિંદી પ્રજામાં એકરૂપ થઇ ગયા. ઉદાર હિંદુધર્મે બહારથી આવેલી પ્રજાઓને પોતાના પ્રાણમાં એવી રીતે સમાવી લીધી છે કે આજે આપણા ખ્યાલમાં પણ નથી કે આપણાં જ અંગોમાં કયું લોહી એવા પરદેશીઓનું છે કે કયું લોહી અહીંની જૂની પ્રજાનું છે. પરમ પવિત્ર

ભાગવતધર્મની ઉદારતા તો પુરાણોએ પણ ગાઇ છે. જ્યારે શ્રીમદ્ભાગવતમાં નીચેનું વિધાન આપણે વાંચિયે છિયે ત્યારે એ ઉદારતાની સરાહના કર્યા વિના ચાલતું નથી.

किरात-हूणान्ध्र-पुलिन्द-पुल्कसा
आभीर-कङ्का-यवनाः खसादयः ।
येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः
शुध्यन्ति तस्मै प्रभविष्णवे नमः ॥

(भा. स्कंध २-४-१८)[1]

શ્રીશુકદેવજી અહીં શ્રીમદ્ભાગવતની કથાનો પ્રસ્તાવ કરતી વેળા પરમ દયાળુ સર્વનિયંતાને મંગળ નમન કરતાં ઉપરની વિગત પણ સાથેસાથ આપી દે છે. આ શ્લોકમાં હિંદમાં જ રહતી જંગલી પ્રજાઓ અને પરદેશમાંથી આવેલી પ્રજાઓનો ભગવાનના ભક્તોએ ઉદ્ધાર કર્યો હોવાનું અત્યંત સ્પષ્ટ છે. અહીં જે પ્રજાઓ ગણાવવામાં આવી છે તેઓમાંની કિરાત, પુલિંદ અને પુલ્કસ પ્રજા તે હિંદની જ પહાડી અને જંગલી ભીલ સંતાલ કોળી વગેરે પ્રજા છે; આંધ્ર પ્રજા તે દક્ષિણ અને દ્રવિડ પ્રદેશની ઉજળી તેમ જ કાળી ચામડીવાળી પ્રજા છે. ઉજળા દેહવાળી આહીર પ્રજા સમગ્ર હિંદમાં જાણીતી છે; એ બહારથી આવેલી પ્રજા હોવાનું સ્વીકારાય છે. હૂણ (ગુજર), કંક (?), યવનો-ગ્રીક લોકો, ખસ-શક-ક્ષત્રિયો અને કાઠી પ્રજા-મૈયા, હાટી,

૧ કિરાત, હૂણ, આંધ્ર, પુલિંદ, પુલ્કસ, આભીર, કંક, યવન (ગ્રીક), ખસ-શક પ્રજા, અને બીજી પાપી જીવન ગાળનારી પ્રજાઓ જે ભગવાનનો આશ્રય કરી રહેલા ભક્તોનો આશ્રય કરી શુદ્ધ થાય છે તે સર્વના નિયામક ભગવાનને હું નમસ્કાર કરું છું.

જત, આબરા, જાટ વગેરે પ્રજાઓ, ઉપરાંત બીજી પણ પાપાચરણ કરનારી પ્રજાઓ ભાગવત ધર્મના પ્રતાપે શુદ્ધ કરી શકાઈ હતી. આ બધી પ્રજાઓ આજે હિંદુ ધર્મમાં એકરૂપ બની ગઇ છે. પારસીઓ અને મુસલમાનો હિંદમાં આવ્યા એ પહેલાંની અહીંની અને બહારથી આવેલી પ્રજાઓ એક જ હિંદુ ધર્મની છત્રછાયા નીચે હિંદમાં રહી પવિત્ર જીવન ગાળી એક મહાન સંસ્કૃતિનાં ધાવણથી પોષણ પામતી હતી. પારસીઓ પણ હિંદુ ધર્મમાં એકરૂપ થઇ ચૂકયા જ હોત—મોટા ભાગની ભારતીય સંસ્કૃતિ એઓમાં સ્વીકાર્ય થઇ ચૂકી હતી; પણ એ જ યુગમાં મુસલમાનો આવ્યા. એમની સંસ્કૃતિ ભારતીય સંસ્કૃતિ કરતાં જુદા જ ઢાળની હતી. એ હિંદની સંસ્કૃતિ સાથે મેળ ખાઇ શકી નહિ; અલગ જ રહી. આમાં એક મહત્ત્વનું કારણ હતું. મુસલમાન પૂર્વે આવેલી વિદેશી પ્રજાઓ ગમે તે ધર્મ પાળતી અહીં આવી હોય, એઓને અહીંની ધાર્મિક જનતા સાથે સંપર્કમાં આવવું સરળ હતું. બધા જ કાંઈ સ્ત્રીઓને સાથે લઇ આવતા નહોતા; ઉચ્ચ કુળના એવા લોકોની સાથે લગ્નાદિ સંબંધથી જોડાવાનું પણ થતું હતું. પુરુષનો જુદો ધર્મ અને સ્ત્રીઓનો જુદો ધર્મ હોય તો એમાં બાધ હતો નહિ. દંપતી વિભિન્ન ધર્મ કે સંપ્રદાયનાં હોય છતાં દાંપત્યજીવન ગાળી શકતાં હતાં, અને સંતતિ ધીમે ધીમે માતાના ધર્મ તરફ આદર રાખતાં રાખતાં માતાના ધર્મનો જ સ્વીકાર કરતી થઇ જતી હતી. (આજે પણ હિંદમાં એવા હજારો દાખલા મળી આવે છે, જ્યાં પત્ની હિંદુ ધર્મના એક અંગરૂપ ધર્મને પાળતી

હોય તો પતિ એ જ હિંદુ ધર્મના બીજા એક અંગરૂપ ધર્મને પાળતો હોય. જૈન અને વૈષ્ણવ, જૈન અને સ્માર્ત, એ જ પ્રમાણે ઊલટી રીતેય અનેક દંપતીઓ સુખથી પોતાનો સંસાર ચલાવી શકે છે. પેટાધર્મોનું પણ આવું અતિ સામાન્ય છે. સંખ્યાબંધ કુટુંબોમાં સ્માર્ત અને વૈષ્ણવ ધર્મ એ રીતે પળાતો હોય છે, અને છતાં દંપતી વચ્ચે જરાપણ કલેશનું વાતાવરણ નથી હોતું.)

પણ મુસલમાનોની શરિયતમાં આથી જુદી જ સ્થિતિ છે. જેની સાથે એક મુસ્લિમ નીકા કરવા માગે છે તે સ્ત્રીને પ્રથમ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરવાનો હોય છે; પછી જ લગ્ન થઇ શકે છે. આને કારણે દંપતીની વચ્ચે ભિન્નભિન્ન ધર્મને સ્થાન નથી. આથી જ એ પ્રજા આવ્યા પછી બે વિભિન્ન ધર્મ અને સંસ્કૃતિ હિંદમાં ખડાં થયાં. પ્રખ્યાત મોગલ શહેનશાહોએ રાજપૂત રમણીઓ સાથે લગ્ન કર્યાં ને ભારતીય સંસ્કૃતિ તરફ સમાદર બતાવ્યો; પણ એવી રાજપૂત બેગમોએ સૌથી પ્રથમ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરવો ફરજિયાત હતો; એટલે માત્ર શહેનશાહોની ઉદારતા સિવાય હિંદને બીજું ફલ કાંઈ મળી શક્યું નહિ.

આ રીતે હિંદને બે પ્રજા અને બે સંસ્કૃતિના ઘર્ષણનો યુગ શરૂ થયો. શાસન-બળે હિંદની પ્રજા ભેદાતી ચાલી અને અનેક નાનાં નાનાં યૂથોમાં એકમેકથી ક્યાંય અલગ પડી છિન્નવિચ્છિન્ન થવા માંડી. આ છિન્નવિચ્છિન્નતાનાં ભયાનક પરિણામ કપરામાં કપરી રીતે હિંદની પ્રજા આજ દિવસ સુધી ભોગવતી આવી છે. આવાં ભયાનક પરિણામો-

માંથી બચાવી લેવા એ જ પુરાણો **ભાગવત ધર્મ ફરી** બહાર આવ્યો. આ ક્રિયા પણ મુસ્લિમ શાસનના આગમન પછી સાથોસાથ જ શરૂ થઇ એ હિંદનાં પરમ ભાગ્ય છે. ભગવાન રામાનુજ, નિંબાર્ક, મધ્વ અને કવિ જયદેવનો સમય આ જ છે. એમણે ભગવાનના અનન્યશરણ તળે હિંદની છિન્નવિચ્છિન્ન થતી પ્રજાને જકડી રાખવાનાં મંડાણ શરૂ કરી દીધાં. દક્ષિણમાં તો ભાગવત ધર્મને વૈષ્ણવાચાર્યોએ ખૂબ મજબૂત કરી રાખ્યો, જે આજ દિવસ સુધી પ્રાબલ્ય સાચવી શકયો છે. ઉત્તરમાં આક્રમણ સવિશેષ હતાં. આવા યુગમાંયે રામાનંદને પગલે ચાલી કબીર જેવા સમન્વયસાધક ભક્તો પણ થયા, જેમણે વિભિન્ન પ્રણાલી અને વિભિન્ન સંસ્કૃતિ ધરાવતી પ્રજાને એકરૂપ કરવાના સત્પ્રયત્ન કર્યાં. ઇસ્વી પંદરમાં સોળમા શતકમાં શ્રીવલ્લભાચાર્ય, ચૈતન્ય, હિતહરિવંશ વગેરે વૈષ્ણવાચાર્યોએ ભક્તિનો પ્રવાહ સતત જાળવી રાખી પ્રજાઓને તત્કાલીન કપરી પરિસ્થિતિમાંથી બચાવી લીધી. પણ શાસન-બળ સામે પાછળથી ટકાવ ખૂબ અઘરા પડતા રહ્યા. એવામાં યુરોપીય પ્રજાઓ આવવા લાગી અને એક ત્રીજી સંસ્કૃતિએ હિંદમાં પગરણ માંડ્યાં. આમ અત્યાર સુધીમાં ત્રણ પ્રજા અને ત્રણ સંસ્કૃતિ હિંદના દેહ ઉપર આવી એકબીજાની સામે ઘુરકિયાં કરતી, જાણેકે એક બીજાને દબાવતી હોય તેમ વ્યાપક સ્વરૂપ આવી રહી. આ ત્રણમાં નવી આગંતુક પ્રજા અને સંસ્કૃતિ પોતપોતાના શાસનકાળમાં ભારે પગદંડો જમાવી બેઠી. અને એનાં ભયાનક પરિણામ આજે આપણે ભોગવી રહ્યા

છીએ. હિંદનો દેહવિચ્છેદ માત્ર રાજકીય હેતુઓથી થયેલો છે એ વાત તદ્દન સાચી છે; પણ એની પાછળ પેલી વિભિન્ન સંસ્કૃતિઓ જ કારણ રૂપ છે. એક જ ભૂમિમાં **હિંદ** અને **પાકિસ્તાન** આ ન સમજી શકાય એવો કોયડો છે. સ્વતંત્રતા મળી અને **હિંદી સંઘ** તેમ જ **પાકિસ્તાન** એવાં બે રાજ્ય થયાં; આ સાથોસાથ જે કડવાં પરિણામ બેઉ રાજ્યોની પ્રજાને અનુભવવાં પડયાં તે મુખ્યત્વે ધાર્મિક ઝનૂનનું જ ફળ છે. એ ઝનૂન ત્રીજી જ પ્રજાએ પોષ્યું અને જતાં જતાં લાત મારતી ગઈ. આ ત્રીજી પ્રજા તો ગઇ–પણ એની સંસ્કૃતિ તો અહીં જ મૂકતી ગઇ. આ સંસ્કૃતિએ મુસ્લિમ સમાજને એટલી અસર નથી કરી કે જેટલી હિંદુ સમાજને કરી છે. બુદ્ધિતત્ત્વના ઉપયોગની ઊણપને કારણે ધાર્મિક જડતા મુસ્લિમ સમાજ બરોબર સાચવી શકયો છે; બુદ્ધિતત્ત્વનો વધુ પડતો ઉપયોગ કરવાને ટેવાયેલી હિંદુ પ્રજા એનો પૂરેપૂરો ભોગ બની ચૂકી છે. એટલે જ્યારે મુસ્લિમ પ્રજા સમક્ષ સંસ્કૃતિના કે સમાજ–બંધારણના વિષયમાં કોઇ પ્રશ્ન નથી ત્યારે હિંદુ સમાજ સમક્ષ અનેક પ્રશ્નો આવી ખડા થયા છે. મુસ્લિમ શાસન–કાળમાં હિંદુ સમાજ અનેક નાતોમાં ફંટાઇ ગયો; એનો કાયાવિચ્છેદ એવી અજબ રીતે બન્યો કે પડોશમાં રહેતાં બે ઘરનાં માણસ પણ એક બીજાથી સૂગ કરતાં થઇ જાય. ભાગવત ધર્મે એ સૂગ ઓછી કરવા તનતોડ પ્રયત્ન કર્યા; પણ યુરોપીય શાસન–કાળમાં સ્વીકારાયેલી ભેદનીતિએ એ પ્રયત્નોને બર આવવા દીધા નહિ. આજે અનેક નાતો અને અનેક પેટાધર્મોએ પરસ્પર પ્રજાનાં માનસ એવાં જુદાં

પાડી દીધાં છે કે જ્યારે હિંદને આંગણે **સ્વરાજ્ય** સામું આવીને ઊભું છે ત્યારે પણ આપસઆપસનાં દ્વેષ અને ઝેર ધુરકિયાં કરતાં આવી, પ્રજાની છિન્નવિચ્છિન્નતાને ચાલુ રાખી રહ્યાં છે. આપણી આવા પ્રકારની સામાજિક સ્થિતિ જ ચાલુ રહે તો મળેલા સ્વરાજ્યનો સાચો ઉપભોગ અને એનો આત્યંતિક શ્રેય માટેનો ઉપયોગ આપણે કયાંથી કરી શકવાના હતા? **વર્ગવિગ્રહ** પણ આપણને અત્યારે ભારે મૂંઝવી રહ્યો છે. મૂડી-વાદીઓ અને મજૂરો, જમીન-માલિક અને ખેડૂતો, શેઠ અને નોકરો વચ્ચેનો વિગ્રહ આજે પ્રબળ સ્વરૂપમાં જામ્યો છે. મૂડીદાર વર્ગે કાળાં બજારને ઊભાં કરી સમાજ-જીવનને હચમચાવી મૂક્યું છે. ચૂસણનીતિએ ગરીબ અને મધ્યમ વર્ગને પાયમાલ કરી નાખેલ છે. પોતાનું જીવન ચલાવવાનું કેવું અઘરું થઈ પડયું છે એ આજનો સર્વ-સામાન્ય અનુભવ થઈ ગયો છે. કદી કોઈ પણ યુગમાં જીવન-ધોરણ આટલું ઊંચું આવ્યું નહોતું. આમાં જો પરસ્પર સહકારની વૃત્તિથી વર્તવામાં નહિ આવે તો એનાં શાં પરિણામ આવશે એની કલ્પના પણ કરવી વિકટ છે. મૂડીદાર આજે નવી સરકારની આંખે અવશ્ય ચડયો છે. કેમકે કાળાં બજાર સરજવામાં મૂડીદારોએ પાછું વાળી જોયું નથી. થોડી પણ તક મળતાં નાણાં ઉસરડવાનું હીન કાર્ય એણે કર્યે જ રાખ્યું છે; એમ કરવાની વૃત્તિ એટલી સતેજ છે કે એમ કરવાને લાંચ-રુશવતની બદીનું ભારે પોષણ થઈ રહ્યું છે. અને તેથી જ સરકારના પ્રયત્નને સફળતા મળતી નથી. જો સમાજે જીવવું હોય તો આ રીતે

નહિ જિવાય કાળાં બજાર ઊભાં કરનારા મૂડીદારોને તરત જ ઉઘાડા પાડી સરકારના કાર્યને સફળ કરવામાં સહાયક થવું જરૂરી છે. સરકારી અમલદારો અગાઉની ઘરડે જ પોષાયેલા હોવાથી લાંચ-રુશવત લેવાથી ટેવાયેલા છે. લાંચ-રુશવતના કોઈ પણ કાર્યને સમાજે ઉત્તેજન તો ન જ આપવું જોઇયે, પરંતુ જ્યાં પણ સાચી માહિતીની શકયતા હોય ત્યાં એવી માહિતી પુરાવાઓ સાથે એકત્રિત કરી એવા રુશવતખોરોને ઉઘાડા પાડવા જોઇયે. પ્રજાકીય સરકારનો પગાર ખાઇ સમાજનું અહિત કરનાર નાનો કે મોટો કોઈ પણ અધિકારી સમાજને ચૂસીને તો જીવી ન ન જ શકે. એ દ્રોહ ઉઘાડો પાડવાથી અમલદારોનું અને સમાજનું બેઉનું હિત છે. સમાજને સરળતાથી જ ચાલવું હોય તો—પ્રજાતંત્રને સાર્થક કરવું હોય તો પ્રજાએ પ્રામાણિક નીડરપણું કેળવવું જ પડશે. ન્યાય અને નીતિના કાર્યમાં આડખીલી થનાર સગો દીકરો હોય તો એને પણ ઉઘાડો પાડવામાં સંકોચ જ્યારે નહિ અનુભવવામાં આવે ત્યારે જ સમાજનું જીવન સરળ થશે.

લાંચ-રુશવતને પોષણ સમાજના હૃદયની નબળાઇથી જ મળે છે. દરેક માણસને પોતાનું કામ પોતાથી પહેલાં આવેલાની પણ પહેલાં કરાવવાનું દિલ રહ્યા કરે છે. હૃદયની આ ભારે નબળાઈ છે. દરેક માણસ આમ વિચારતો હોવાથી પ્રલોભન આપવા લલચાય છે; અને અમલદારો એ લાલચમાં ફસાય છે; અને પરિણામે જે વધુ આપે યા પહેલાં આપે એનું કામ સધાય છે; એને લીધે સીધા માણસોને

વધુ સહન કરવું પડે છે. **સમાજ પ્રતિ આ એક મોટો દ્રોહ છે.** દરેક માણસ નિશ્ચય જ કરે કે આવેલાના ક્રમ પ્રમાણે જ કામ થવું જોઇયે, તો અમલદારોએ પણ સીધા થયા વિના છૂટકો નહિ હોય. શરૂઆતમાં જરૂર કષ્ટ અને વિલંબ ભોગવવાં પડશે, પણ પછી તંત્ર ખૂબ સરળ થઇ પડશે. વહેલામાં વહેલી તકે સમાજે આ તરફ લક્ષ્ય આપવું જરૂરી છે. સામાજિક જીવન તો જ સરળ થઈ શકશે.

સમાજ-જીવનમાં બીજો બાધ ધાર્મિક અસહિષ્ણુતા યા બેદરકારીથી ઊભો થાય છે. બીજો આપત્તિમાં હોય તો મારે શું? આ પ્રકારનું માનસ સર્વત્ર ખૂબ જાણીતું છે. પ્રજા ગુલામીમાં હતી તે કાળમાં પડેલા કુસંસ્કારોનું આ પરિણામ છે. આજે જ્યારે પ્રજા સ્વતંત્રતાને આંગણે આવી ઊભી છે ત્યારે કોઇ પણ પ્રકારની ધાર્મિક અસહિષ્ણુતા યા પોતાના પાડોશીના કષ્ટ તરફ બેદરકાર વૃત્તિ કોઇ પણ રીતે ઉત્તેજાવી ન જોઇયે.

ધર્મ એ તો હૃદયની વસ્તુ છે; આચાર એનું બાહ્ય ઉપકરણ છે. આચાર જ્યારે અત્યાચારનું રૂપ ધારણ કરે છે ત્યારે સાચો ધર્મ સિદ્ધ કરી શકાતો નથી. આ અત્યાચારમાંથી ઓછા-આચારવાળા તરફ સૂગિયા વૃત્તિનો જન્મ થાય છે. પરિણામે ધિક્કારની વૃત્તિ પોષાય છે. સમાજમાં ધિક્કારની આ વૃત્તિ ભારે વિઘાતક છે. ધર્મ અને આચાર બન્ને પોતીકી વસ્તુ છે. સૌ સૌ પોતપોતાનાં અધિકાર અને શક્તિ પ્રમાણે એ પાળે છે. જેમ વિદ્યાપ્રાપ્તિ કોઇ પણ એક સ્વરૂપમાં કોઇ પણ બે વ્યકિતમાં નથી હોતી, હું તેવી જ સ્થિતિ ધર્મ અને

આચારની જોઉં છું. આચાર પાળનાર માણસ પોતાની જાતને માટે આચાર પાડે છે; જો એ બીજાને બતાવવા પાળતો હોય તો એ સાચો અને હૃદયનો આચાર નથી; તેથી એમાં દંભ જ પ્રધાન થઇ ઊભો છે. આમાંથી જ પરસ્પર દ્વેષ અને ઝેરની લાગણી જન્મે છે.

એટલે સમાજમાં જીવવા ઇચ્છનાર વ્યક્તિએ સંપૂર્ણ સહિષ્ણુતા જાળવી સમાજની ઇતર વ્યક્તિઓ સાથેનો પોતાનો વ્યવહાર સાધતા રહેવું જોઇયે. આમાંથી જ ભ્રાતૃભાવ દેશપ્રેમ અને રાષ્ટ્રપ્રેમ ઉત્તરોત્તર વિકસી શકે; અને વ્યક્તિની જ નહિ પણ સમગ્ર સમાજની હિત–પ્રવૃત્તિમાં આપણે અંગરૂપ બની આપણું અને બીજાનું ઇષ્ટ એક સરખી રીતે સાધી શકિયે.

સામાજિક રીતરિવાજો આપણા જીવનમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવે છે. આ રીતરિવાજો આચારનું જ એક અંગ છે; બલકે આચારમાંથી જ એનો વિકાસ છે. આ રીત-રિવાજો પણ એથી જ બીજાને વિઘાતક ન હોવા જોઇયે.

**૨. એ સમાજમાં હાલના વૈષ્ણવ સમાજનું સ્થાન**

સમગ્રરૂપે સમાજ–જીવનમાં સહાયક થવું હોય તો કેવી રીતે થવું એનો ઉપર ખ્યાલ આપવામાં આવ્યો છે. એ સમાજમાં આપણે વૈષ્ણવો પણ એક અંગ-રૂપ છિયે. વૈષ્ણવો એટલે કોણ? 'વૈષ્ણવો'નો ખ્યાલ આપવા જતાં આપણે એક "વાડા"નો તો ઉલ્લેખ નથી કરતાને? અવશ્ય એક "વાડા"નો જ ઉલ્લેખ કરવા ચાહું છું. મહાન હિંદુ-ધર્મે ભગવાનની પ્રાપ્તિના અંતિમ ધ્યેયને ઉદ્દેશી પ્રકટ

થયેલા આચાર્યોને હાથે અનેક સંપ્રદાય મેળવ્યા છે તેઓમાં વૈષ્ણવ-માર્ગ મહત્ત્વનો ભાગ ભજવે છે. 'વૈષ્ણવ' શબ્દથી વિષ્ણુના પૌરાણિક અવતારોમાંના હરકોઈ એકને સ્વ-ઇષ્ટ માની ભજનારા સમગ્ર સનાતનીઓ ઉદ્દિષ્ટ થાય છે. વૈષ્ણવ સંપ્રદાયોને **શ્રૌત** સંપ્રદાય પણ કહેવામાં આવે છે. શ્રૌત-સ્માર્ત સંપ્રદાયથી આજે બે મહાન શાખા જાણીતી છે. જેમ શ્રૌતો એટલે બધા વૈષ્ણવ-સંપ્રદાય, તેમ સ્માર્ત એટલે ભગવાન શંકરાચાર્યના સમસ્ત અનુયાયીઓ. પણ સામાન્ય રીતે વૈષ્ણવ સંપ્રદાયો **ભાગવત ધર્મની** સંજ્ઞાથી વ્યાપક છે. વસ્તુસ્થિતિએ આ માત્ર અત્યારે સંજ્ઞાઓ જ રહી છે. સામાન્ય આચારવિચાર શ્રૌત-સ્માર્ત પ્રજાના એકસરખા હોઈ, સામાજિક જીવન તો ઓતપ્રોત હોઈ આજે એ ભેદ નામશેષ જ રહ્યા છે.

ત્યારે વૈષ્ણવ સંપ્રદાયો અહીં આપણું લક્ષ્ય બને છે; બેશક, સામાજિક સ્થિતિમાં શ્રીશંકરાચાર્યના કે અન્ય કોઇ આચાર્યોના અનુયાયીઓથી આપણે ભિન્ન નથી જ. વૈષ્ણવ સંપ્રદાયોમાં હાલ નીચેના જાણીતા છે :

૧. શ્રીરામાનુજાચાર્યનો શ્રીસંપ્રદાય, ૨. શ્રીનિંબાર્કાચાર્યનો સંપ્રદાય, ૩. શ્રીમધ્વાચાર્યનો સંપ્રદાય, ૪. શ્રીવલ્લભાચાર્યનો પુષ્ટિસંપ્રદાય, ૫. શ્રીચૈતન્ય મહાપ્રભુજીનો મધ્વાનુસાર ગૌડિયા સંપ્રદાય, ૬. સર્વસામાન્ય શ્રીરામાનંદનો શ્રીરામાનુજની પરંપરામાં રામાનંદ સંપ્રદાય, ૭. શ્રીરામાનંદની પરંપરામાં પણ પછી સ્વતંત્ર શ્રીસહજાનંદ સ્વામીનો ઉદ્ધવ સંપ્રદાય, અને ૮. મહારાષ્ટ્રમાં વ્યાપક શ્રીપાંડુરંગ વિઠોબાના ભક્તોનો સર્વસામાન્ય વૈષ્ણવ સંપ્રદાય. શ્રીવિષ્ણુસ્વામીના

સંપ્રદાયના અનુયાયીઓ માલૂમ પડી આવે છે, પણ એઓ પરંપરાથી શ્રીવલ્લભને અનુસરતા હોઇ મુખ્યત્વે કાંકરોલીની ૩જી ગાદીમાં સમાવેશ પામે છે; એટલે એઓનો જુદો નિર્દેશ કરવામાં આવ્યો નથી.

આ આઠ પેટા–ભેદોથી હિંદનો સમગ્રરૂપ **એક વૈષ્ણવ સંપ્રદાય** છે. એના પેટાભેદ આચાર્યોની સ્વતંત્રતાએ વ્યાપક બન્યા છે. એઓનું સમાજમાં કોઇ ભિન્નતાથી સ્થાન યદ્યપિ નથી, છતાં આંતરિક રીતરિવાજો અને સંપ્રદાયના આગ્રહ ને લીધે જુદાં જુદાં સ્થાન આજે આ ભેદનીતિના જમાનામાં આવી રહ્યાં છે. એ ભિન્નતાને ભેદી નાખવાનો આ યુગ આવ્યો છે; એટલું જ નહિ એવા તુચ્છ ભેદોને બાજૂ પર રાખી સમગ્ર હિંદુધર્મના અનુયાયીઓએ–પછી એ સનાતની હિંદુ હોય, આર્યસમાજી હોય, નાનકપંથી શીખ હોય, પરણામી પંથના હોય, કબીર–સંપ્રદાયી હોય, કે ગુજરાત કાઠિયાવાડમાં ને ક્વચિત્ મારવાડમાં પણ વ્યાપક રામદે પીરને માનનારા મોટા પંથના હોય, કે શકિતના ઉપાસક વામમાર્ગીઓ હોય, એકદિલ થઈ એઓએ અંદરના ભેદ ઘરના દરવાજાની અંદર જ સાચવી રાખી બહાર તો ખભે ખભા મિલાવી પ્રેમપૂર્વક ખડા રહી ભારતીય સંસ્કૃતિના સંરક્ષણ માટે વીસમી સદીના ભયાનક આક્રમણનો સામનો કરવો જોઇયે.

આ ધ્યેયને લક્ષ્યમાં રાખી વૈષ્ણવ સંપ્રદાયોમાંના એક અને પોતાની વિશિષ્ટતાથી ગુજરાત મારવાડ માળવા ખાનદેશ અને મથુરાના પ્રદેશમાં અસામાન્ય વર્ચસ ભોગવતા

પુષ્ટિસંપ્રદાયના અનુયાયીઓએ દિલની વિશાળતાથી આગળ આવી આપણને મળેલી પરંપરાગત ભારતીય સંસ્કૃતિના સંરક્ષણપૂર્વક હિંદને મળેલી સ્વતંત્રતા દરેક પ્રકારે અબાધિત રહે એવો પ્રયત્ન, વિના–મતભેદ કરવા તત્પર જ રહી સંતોષ ન માનતાં ગણ્ય ફાળો આપવો જોઇયે.

હિંદના સમગ્ર સમાજમાં કોઇ પણ પેટા–સમાજનું બીજાના ભોગે સ્વતંત્ર અસ્તિત્વ હોઈ શકે નહિ, હોય તો ટકી શકે નહિ. દેશના હિતમાં પણ એવું અસ્તિત્વ જોખમકારક છે. હું અહીં 'અસ્તિત્વ' એટલે મુખ્યત્વે રાજકારણમાંના સ્વતંત્ર અસ્તિત્વને ઉદ્દેશીને કહું છું. રાજકારણમાં આવા પેટાભેદ હોય તો એ પરમ બાધક જ થવાના. ધાર્મિક દૃષ્ટિ તો સમગ્ર હિંદુઓની પરંપરાથી એક છે; સાંપ્રદાયિક દૃષ્ટિ ભિન્નભિન્ન છે; અને એમાં પણ આચારની ભિન્નતા પ્રાધન્ય ભોગવે છે; પણ ઉપર એક સ્થળે કહ્યું તે પ્રમાણે આચાર એ તો અંગત વાત છે. એ આચાર ઘરમાં પાળવાનો વિષય છે; સમાજમાં એનાં પ્રદર્શન હોઇ ન શકે. પ્રદર્શન કરવા જતાં તો અંગ્રેજી સત્તાને ઇષ્ટ ભેદભાવ જ વધવાનો અને એ ભેદભાવ હિંદુ સમાજના અસ્તિત્વને જ મિટાવી દેવાનો. એટલે જ આપણે એટલે પુષ્ટિમાર્ગના અનુયાયીઓ સમગ્ર હિંદુ સમાજના અંગરૂપ જ હોઈ એના કોઇપણ અંગને બાધ ઊપજે એવી કોઇ પણ પ્રવૃત્તિમાં કારણરૂપ ન જ બની શકિયે.

## ૩. આ સમાજના અંગ તરીકે જીવવું હોય તો કેવી રીતે?

જરા વિશદતાથી અંગાંગી જીવનનો અહીં વિચાર કરિયે. ભગવાન શ્રીમદ્વલ્લભાચાર્યે અને પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીએ આજના પુષ્ટિમાર્ગનું બંધારણ કર્યું; ભાગવતધર્મની પરંપરામાંથી એઓશ્રીએ નવનીત-પ્રિય બાલકૃષ્ણની ભક્તિની પ્રણાલી અનુયાયીઓ માટે બતાવી; અને એક વ્યાપક સત્યને સ્ફુટ કરી બતાવ્યું કે ગમે તેટલા ધમપછાડા કરો, ભગવાનની પ્રાપ્તિ યા આત્યંતિક શ્રેય એ આપણા હાથની વાત નથી. "રામ રાખે તેમ રહેવું" એ વ્યાપક વિધાનને જ શ્રીવલ્લભે **तथैव तस्य लीलेति मत्वा चिन्तां द्रुतं त्यजेत** —"ભગવાન જે કાંઈ કરે છે તે એની જ લીલા છે, એનો વિચિત્ર ખેલ છે; એટલે આપણું કાંઇ ઇષ્ટ થતું હોય કે અનિષ્ટ પણ થતું હોય તો એ ભગવાનની જ પોતાના રમણ માટેની બાજી છે, અને આપણે તો બાજીનાં સોગડાં છિયે, એમ માની કોઈપણ પ્રકારનો આડો અવળો વિચાર નહિ કરવો જોઇયે." એમ સ્પષ્ટ કર્યું. નરસિંહ મહેતાનું પેલું વેણ અહીં તરત યાદ આવે છે: "હું કરૂં હું કરૂં એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જયમ શ્વાન તાણે." ભગવાન જે પ્રમાણે દોરે તે પ્રમાણે આપણે દોરાવું. જે કાંઇ થાય છે તે પણ ભગવાનની ઇચ્છાથી જ થાય છે; એટલે એની સામે કરવામાં આવતા ધમપછાડા નકામા જાય છે. આ રીતે પરમ નિઃશ્રેયસનો માર્ગ એ મહાનુભાવોએ બતાવ્યો અને ભગવાનની પ્રેમલક્ષણા ભક્તિને માર્ગે દૈવી જીવોને વાળ્યા. ત્યાંથી આ સંપ્રદાય એક

વિશિષ્ટ સંપ્રદાય તરીકે વિકાસ સાધવા લાગ્યો. શ્રીમહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યજીએ અંગ ઉપર કદી શીવેલું વસ્ત્ર પહેર્યું નહોતું; એક ધોતી અને એક ઉપરણો આટલાં બે વસ્ત્ર માત્ર. પરિગ્રહ તરફ એઓશ્રીએ કદી રુચિ બતાવી નહોતી. "**परिग्रहो हि दुःखाय**—પરિગ્રહ પરિણામે દુઃખ ઊભું કરે છે," એ પૌરાણિક સત્ય એમના જીવનમાં વ્યાપક હતું. શ્રીગુસાંઈજી શ્રીવિઠ્ઠલનાથજીના સમયમાં ધીમે ધીમે વૈભવ વધતો ચાલ્યો; પણ એ વૈભવ માત્ર ભગવન્મંદિરો પૂરતો જ હતો. આચાર્યોને પોતાને માટે અંગત મોજશોખ હતાં જ નહિ. શરણે આવેલા જીવો નિરોધ બરોબર સાધી શકે એ માટે શ્રીઠાકોરજીનું સ્વરૂપ એઓના ઉપર પધરાવી આપવામાં આવતું હતું; અને મુખ્યત્વે પોતાના ઘરમાં રહી ભગવત્સેવાદિ સિદ્ધ કરવામાં આવતાં હતાં, અને જગતનો વ્યવહાર પણ સાચવવામાં આવતો હતો. અને શ્રીમહાપ્રભુજીએ **वर्णाश्रमवतां धर्मः श्रुत्यादिषु यथोदितः। तथैव विधिवत्कार्यः स्ववृत्त्यन्नेन जीवता। आचारो वृत्तिहीनश्चेद् अर्धं फलति नाखिलम्। ( तत्त्व. नि. सर्व. प्र. १८५ )**—શ્રુતિ વગેરેમાં વર્ણ અને આશ્રમના જે ધર્મ કહ્યા છે તે વિધિ પ્રમાણે કરતા રહેવું; એમાં પોતાનો જીવનનિર્વાહ પોતપોતાના ધંધાથી ચલાવવો. વર્ણ અને આશ્રમાદિના ધર્મ પાળ્યા કરિયે અને ધંધાનું ઠેકાણું જ ન હોય તો ધર્મ અર્ધોપર્ધો મહા મુશ્કેલીથી પળાય." આમ જે આજ્ઞા કરી તેમાં વ્યવહાર સાચવવા પોતપોતાનો ધંધો ધ્યાનપૂર્વક કરવાનો આશય સ્પષ્ટ છે. શ્રીમહાપ્રભુજીના હૃદયમાં વર્ણ અને આશ્રમના ધર્મોની વિકટતાનો ખ્યાલ પણ હતો; અને તેથી "**क्रियमाणं**

**तथाचारं विधिहीनं प्रकुर्वते** (२१३)—કરાતો આચાર વિધિ વિના જ કરે છે." વગેરે કહી "**तत्र धर्मः कथं भवेत्**—ત્યાં ધર્મ કેવી રીતે થાય?" એવી શંકા કરી દેશ, કાલ, દ્રવ્ય, કર્તા, મંત્ર, કર્મના પ્રકારની દુર્લભતા બતાવીને પણ "**अथापि धर्ममार्गेण स्थित्वा कृष्णं भजेत्सदा। श्रीभागवतमार्गेण स कथंचिन तरिष्यति॥** (२१८) આમ છતાં પણ ધર્મમાર્ગે રહી ભગવાનનું ભજન કરવું. શ્રીભાગવત–ધર્મની પ્રણાલીએ ધર્મ પાળતાં કોઇ અને કોઈ રીતે જીવનો ઉદ્ધાર થઈ જશે." એમ ભાગવતધર્મને ચોટી રહેવા શ્રીમહાપ્રભુજી સ્પષ્ટ આજ્ઞા કરે છે.

શ્રીભાગવતધર્મની પ્રણાલી પ્રમાણે આમ વૈષ્ણવોએ જીવન ચલાવવાનું રહ્યું. શ્રીગુસાંઇજીના સમય પછી જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ માર્ગનો પ્રસાર પણ ખૂબ ખૂબ થવા લાગ્યો. એક પછી એક આચાર્યોએ એ કપરા સમયમાં પણ પ્રવાસો ખેડી ખેડી ને જીવોને સન્માર્ગ તરફ વાળવામાં સફળતા મેળવી. આમાંથી મંદિરોની પ્રણાલી ઉદ્ભવી. જીવે પોતે જ પોતાને ઘેર ગુરુદેવે પધરાવી આપેલા સ્વરૂપની સેવા કરવાની હતી અને એ રીતે શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઇજીએ સ્વરૂપસેવા પધરાવી આપી હતી. એ નિધિઓની સેવા તે તે વૈષ્ણવોના વંશજોથી ન બની અને નિધિઓનાં મંદિર ઠેર ઠેર થયાં. પછીથી અન્ય ગોસ્વામિબાલકોએ પધરાવી આપેલાં સ્વરૂપોનાં પણ એ જ રીતે મંદિર ઊભાં થયાં. મુખ્ય ગાદીનાં સાત મંદિરોનો વૈભવ જેમ ઉત્તરોત્તર વધતો ચાલ્યો તેમ આ નવાં નવાં

મંદિરોનો પણ વધતો ચાલ્યો. શ્રીમહાપ્રભુજીએ પરિગ્રહ તરફ જે અરુચિ બતાવી હતી તે ખૂબ ખૂબ રુચિમાં ફેરવાઇ ગઇ. બધું જ ભગવદર્થ હતું; પણ બધી જવાબદારી વૈષ્ણવો ઉપરથી ઊતરી આચાર્યો ઉપર આવી ગઈ. આસ્તિક અનુયાયી વર્ગ આજ દિવસ સુધી તનુજા અને વિત્તજા સેવાથી મંદિરોના વહીવટમાં આચાર્યોને અનુકૂળ જ રહેતો આવ્યો છે; પણ નવા જમાનામાં વાતાવરણ ખૂબ બદલ્યું છે અને સાંપ્રદાયિક પ્રણાલી તરફ અરુચિ યુવાન વર્ગમાં પોષાતી જાય છે; પરિણામે મંદિરોનો આર્થિક વહીવટ ખૂબ ગૂંચવાડામાં પડતો જાય છે. આજે એવા પણ કિસ્સા ઊભા થયા છે કે જેમાં મંદિરોના વહીવટી અધિકારના વિષયમાં મતભેદનો જટિલ પ્રશ્ન વિસંવાદ ઉપજાવી રહ્યો છે. જૂનો આસ્તિક સમાજ, નવો આસ્તિક સમાજ, અને નવો સુધરેલો સમાજ, આ ત્રણ વચ્ચે આજે સંપ્રદાય અથડામણ અનુભવી રહ્યો છે. આચાર્યોમાં પ્રથમના બે પ્રકાર છે; ત્રીજા પ્રકારનો પ્રવેશ હજી એઓમાં નથી થયો. વચ્ચેનો નવો આસ્તિક સમાજ કેટલીક છૂટછાટ ઇચ્છી રહ્યો છે. અત્યાર સુધીમાં સ્થપાઇ ચૂકેલાં મંદિરોના વહીવટમાં એ સાથ ઇચ્છે છે અને નાણાંનો નકામો ઉપયોગ ન થાય એ માટે સંપ્રદાયનાં સમગ્ર મંદિરોનો વહીવટ એક સળંગ તંત્ર નીચે હોવાનું ઇચ્છે છે. યુવાન આચાર્યોનો આમાં સાથ તો ન કહી શકાય, પણ એઓની સહાનુભૂતિ તો અવશ્ય છે. નવો ત્રીજો વર્ગ સંપ્રદાયમાંથી ખસી રહ્યો છે એમાં કારણભૂત પહેલો જૂનો આસ્તિક વર્ગ છે. ચિત્તશુદ્ધિ અને આચારની દૃષ્ટિએ પહેલા વર્ગમાં શ્રેષ્ઠતા આજે પણ

એટલી જ માલૂમ પડી આવે છે; પણ એ વર્ગ જગતની વર્તમાન પરિસ્થિતિથી તદ્દન અણજાણ છે, યા તદ્દન બેદરકાર છે. આચાર અને વિચારની જુનવાણી પ્રણાલીને વળગી રહેવાને કારણે એમનાં જ સંતાન આ નવા યુગના વાતાવરણની અસર નીચે આવી બીજા વર્ગમાંથીયે ખસી ત્રીજા વર્ગમાં આવતાં જાય છે; અને તદ્દન ઉદાસીન થઇ રહે છે. **આ સ્થિતિમાંથી તો જ બચી શકાય કે જો આ ત્રીજા ઉદાસીન વર્ગનું ખેંચાણ થાય એવા પ્રકારનું વ્યાપક સાંપ્રદાયિક તંત્ર રચવામાં આવે.** આ તંત્ર માટે જૈનોના "આણંદજી કલ્યાણજીની પેઢી"ના તંત્રનું બંધારણ ખૂબ ઉપયોગી થઈ પડશે. આને લીધે વહીવટની સુવિધા થશે અને મંદિરોની પ્રણાલીને અબાધિત રાખી શકાશે. આમાં જ્યાં જ્યાં મંદિરો આચાર્યોના અધિકારમાં છે ત્યાં ત્યાં આચાર્યોને પરાધીનતામાં આવી પડવાનો ભય અવશ્ય છે: પણ એમાં સલામતી પણ વિશેષ છે. અને આજે આચાર્યોને પણ મંદિરોના વહીવટ ચલાવવામાં જે મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે તેમાંથી બચી જવાશે. આચાર્યોએ પોતાનો તેમજ મંદિરોનો વ્યવહાર ચલાવવાને આધાર તો વૈષ્ણવો ઉપર જ રાખવો પડે છે એ હકીકત છે. પેલું તંત્ર સ્થપાતાં માત્ર અંગત વ્યવહાર પૂરતો જ આધાર વૈષ્ણવો ઉપર રહેશે. આવી રીતે વિશિષ્ટ તંત્રની સ્થાપના નજીકના ભવિષ્યમાં થાય એ સ્વતંત્ર હિંદમાં અત્યંત જરૂરી છે. આમ થવાથી ત્રીજા વર્ગને રહેતો ઉદાસીનભાવ ટાળી શકાશે અને સંગઠન વધુ મજબૂત બનાવી શકાશે.

પણ વર્તમાન સમાજમાં સાથે રહેવાને કેટલાંક સામાજિક તત્ત્વોનો આ ઉપરાંત સામનો કરવાનો આવી પડયો છે તેના તરફ આજે દુર્લક્ષ્ય કરી શકાય એમ નથી. મંદિરો એ ધર્માદા ટ્રસ્ટ છે અને તેથી ટ્રસ્ટોના નિયમ સરકારે જે કર્યા છે તે આપોઆપ લાગુ પડી જાય છે. આને કારણે આવક જાવકનો હિસાબ સ્પષ્ટ રાખવાનું જરૂરી બને છે, અને એની નિયમિતતા માટે વાર્ષિક અંદાજ—પદ્ધતિ આવશ્યક રહે છે. મંદિરો સાંપ્રદાયિક હોવાથી આજના કાયદા પ્રમાણે સંપ્રદાયની બહારનાઓનો આ મંદિરોમાં પ્રવેશ અસંભવિત રહે છે એમ મારું માનવું છે. પણ આ વસ્તુ ભવિષ્યમાં કાયદાનું સ્વરૂપ લે તો પરિસ્થિતિ નવી ઊભી થવા સંભવ ખરો. એ વખતે સમગ્ર હિંદુ સમાજ જે પગલાં લે તે બધાં જ સંપ્રદાયોનાં મંદિરોને લાગુ પડશે. એવે સમયે હરકોઈ એક સંપ્રદાય સમગ્ર હિંદુસમાજથી અલગ રહી શકશે નહિ, ટકી શકશે નહિ. ભાગવત ધર્મે જે ઉદારતા સૈકાઓ પહેલાં બતાવી હતી તેવી ઉદારતા, સમયબળ વિચારી કદાચ બતાવવી પણ પડે. ભારતીય સંસ્કૃતિનાં આદર્શ ધામરૂપ મંદિરો માત્ર એકાદ કોમ કે સંપ્રદાયના અનુયાયીઓનો ઉદ્ધાર કરવાને બદલે અનેકોનો ઉદ્ધાર કરવામાં કારણરૂપ બને તો એ હિંદને માટે એક સુવર્ણયુગ જ હશે. હિંદુત્વને ટકાવવાને માટે, સમસ્ત હિંદુ જનતાનું સંગઠન સાધવા માટે નવા જમાનાને અનુસરી થોડીઘણી ઉદારતા અવશ્ય આદરવી પડશે. એકલા રહ્યે કદી ટકી શકાતું નથી. **संघे शक्तिः कलौ युगे** સેંકડાઓ પૂર્વે કહેવાયું છે. એ સંઘ-

શક્તિ સમગ્ર હિંદુજનતાની કેળવાશે ત્યારે જ સ્વરાજ્યનો સાચો લાભ ઉઠાવી શકાશે.

## ૪. વૈષ્ણવતાના પ્રવાહની અવિચ્છિન્નતા

મહાન હિંદુ સમાજના અંગમાં વૈષ્ણવ સંપ્રદાયોનો સમાવેશ સિદ્ધ જ છે એ બતાવાયા પછી વ્યાપક વૈષ્ણવતાની થોડી સમજ આપવામાં આવે તો એ ઉપકારક થઇ પડશે: નરસિંહ મહેતાનું પેલું "વૈષ્ણવજન"ની વ્યાખ્યા આપતું પદ જ સૌથી પ્રથમ આપણે અહીં ઉતારિયેઃ-

"વૈષ્ણવજન તો તેને કહિયે, જે પીડ પરાઈ જાણે રે:
પર:દુખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે.....૧
સકળ લોકમાં સહુને વંદે; નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે તો ધન્યધન્ય જનની તેની રે....૨
સમદૃષ્ટિ અને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય નવ બોલે, પરધન નવ ઝાલે હાથ રે....૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ-નામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે.....૪
વણ-લોભી ને કપટ-રહિત છે, કામ-ક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈંયો: તેનું દર્શન કરતાં, કુળ ઇકોતેર તાર્યાં રે.....૫"

આની સાથે સરખાવો ગીતાજીમાંનાં દૈવીસંપત્તિનાં લક્ષણ:

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥१॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥२॥

**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवन्ति सम्पदं दैवीमभिजातस्य भारत ॥३॥ (अ. १३)**

[નિર્ભયતા, આત્માની પવિત્રતા, જ્ઞાનમય પ્રવૃત્તિ, દાન, સંયમ, યજન, વેદશાસ્ત્રનો અભ્યાસ, તપ, સરળતા, અહિંસા, સત્ય, ક્રોધનો અભાવ, ત્યાગની ભાવના, ચિત્તની શાંતિ, ક્રૂરતાનો અભાવ, પ્રાણીઓ તરફ દયા, લાલચુપણાનો અભાવ, કોમળતા, લજ્જા, ચપળતાનો અભાવ, તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, દ્રોહનો અભાવ, બહુ અભિમાનનો અભાવ, આ દૈવી સંપત્તિમાં જન્મેલાનાં લક્ષણ છે.]

વૈષ્ણવતાનાં આ લક્ષણોનો વિકાસ ભાગવત ધર્મોની વિશેષતા શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં નવયોગેશ્વરોએ કહી છે ત્યાં જણાય છે. પ્રબુદ્ધ નામના યોગેશ્વરનાં એ વચન જુઓ:—

सर्वतो मनसोऽसङ्गमादौ सङ्गं च साधुषु ।
दयां मैत्रीं प्रश्रयं च भूतेष्वद्धा यथोचितम् ॥ २३ ॥

शौचं तपस्तितिक्षां च मौनं स्वाध्यायमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसां च समत्वं द्वन्द्वसंज्ञयोः ॥ २४ ॥

सर्वत्रात्मेश्वरान्वीक्षां कैवल्यमनिकेतताम् ।
विविक्तचीरवसनं संतोषं येनकेनचित् ॥ २५ ॥

श्रद्धां भागवते शास्त्रेऽनिन्दामन्यत्र चापि हि ।
मनोवाक्कर्मदण्डं च सत्यं शमदमावपि ॥ २६ ॥ (अ ३)

વગેરે–[ચારે બાજૂથી મનનું અસંગીપણું, શરૂમાં સાધુપુરુષોનો સંગ, દયા, મિત્રતા, પ્રાણીઓ તરફ યોગ્ય

રીતે દિલસોજી, બ્રહ્મચર્ય, અહિંસા સુખદુઃખાદિ દ્વંદ્વોમાં સમાન બુદ્ધિ, બધાંમાં ભગવાન બિરાજી રહ્યા છે એવી દૃષ્ટિ, અનાસક્તિ, ગૃહમાં આસક્તિનો અભાવ, ભગવાનનો બોધ કરનારાં શાસ્ત્રોમાં શ્રદ્ધા, નિંદાનો અભાવ, મન વાણી અને ક્રિયા ઉપર કાબૂ, શમ, દમ...........વગેરે.]

આ દૈવી જનોનાં, ભાગવતોનાં-વૈષ્ણવોનાં લક્ષણ તે માત્ર પોથીમાંનાં રીંગણાં ન ગણતાં એ બધાંને પોતાના જીવનમાં વણી લેવામાં આવે ત્યારે સાચી વૈષ્ણવતા આવી શકે છે. ટીલાં ટપકાં કર્યે, મંદિરોમાં દોડાદોડ કર્યે, વ્યાખ્યાનો અને ભગવદ્‌વાર્તામાં હાજરી આપ્યે, કીર્તિ મળતી હોય એવાં સ્થાનોમાં દાનનો પ્રવાહ વહાવ્યે કદી વૈષ્ણવતા મળતી નથી; એ તો આત્મવંચના—જાતની સાથે ખેલાતી છેતરપિંડી છે. એ પોતાનું અધઃપતન કરાવનારી છે. આવા દંભથી જ આજે હિન્દુ ધર્મને પારાવાર હાનિ પહોંચી છે. જ્યાં આપણું કાંઈ પણ ચાલતું નથી તેવાં સ્થાનોમાં મૂંગે મોઢે આપણે ચલાવી લેવું પડે છે. જ્યાં આપણું કાંઈ પણ ચાલે છે ત્યાં આપણે ધમાચકડી કરી બેસિયે છિયે. આ હૃદયની નિર્બળતા છે. વૈષ્ણવતાના મૂળમાં રહેલી આત્માની—સત્ત્વની પવિત્રતા આમાં ક્યાંય પણ નથી. સૌથી પ્રથમ તો આત્માની શુદ્ધિ જરૂરની છે. ઊજળાં કપડાં પહેરી મોટરોમાં દોડધામ કરનારા, અને કીર્તિ માટે દાન વરસાવનારા ભયાનક કાળાંબજારિયાઓને માત્ર ટીલાંટપકાંથી આપણે વૈષ્ણવ માનતા હોઈયે તો એ વૈષ્ણવતાનું ભયાનક અપમાન છે. વૈષ્ણવતાનું આત્માની શુદ્ધિમાંથી પરિ-

મતું પ્રથમ ફળ જ ઉદારતા છે. એ ઉદારતા તે કાયરના હૃદયની નહિ, પણ સમર્થના હૃદયની છે. "**सर्वं सहेत परुषं सर्वेषां कृष्णभावनात्** બધામાં ભગવાન બિરાજે છે એમ સમઝી બીજાઓ જે કાંઈ સખતમાં સખત વેણ કહે તે પણ સહી લેવાં. આવી ઉદારતા દીનતાનું લક્ષણ જેણે કેળવ્યું છે તે જ સાચો વૈષ્ણવ." આવા અને એને અનુકૂલ વૈષ્ણવો જ જગતનો ઉદ્ધાર કરી શકે અલ્પમાં અલ્પ જીવ આ એક માત્ર લક્ષણથીયે મહાન બની શકે છે. જગતમાં સત્યની જરૂરિયાતનો કોઇ કાળમાં વિરોધ થયો નથી. ન્યાય અને નીતિ એ સામાજિક જીવનનાં પ્રધાન લક્ષણ છે. એનાથી જ સમાજ ટકી શકવાની સ્થિતિમાં છે. એની શિથિલતાએ સમાજ અધોગતિમાં ધકેલાય છે. આ ન્યાય અને નીતિએ સમાજમાં એકમેકને કોઇ પણ રીતે કષ્ટ ન આપવાનું તત્ત્વ વ્યાપક કર્યું છે. ભાગવત ધર્મે વિકસાવેલી વૈષ્ણવતામાં આ જ તત્ત્વો પ્રધાન રહ્યાં છે. તવંગર અને ગરીબ વચ્ચે ભેદ અવશ્ય છે; પણ માણસ તરીકે બંનેની કક્ષામાં કાંઇપણ તફાવત નથી. આજે કારમા અન્નસંકટના જમાનામાં તવંગર ગમે તેટલા પૈસા ખર્ચી ઉચ્ચમાં ઉચ્ચ વાની જમી શકે છે; ગરીબને અને મધ્યમ વર્ગનાં માનવોને મહા મુશ્કેલીથી સારું અનાજે મળતું નથી. આ વિષયમાં તો યુરોપના દેશોની **શિસ્ત** આપણે લક્ષ્યમાં રાખવા જેવી છે. રેશનિંગની એ દેશોની વ્યવસ્થા જે કાંઇ પણ નિયમિત અને તેથી સર્વને સરખો હિસ્સો આપનારી રહી છે તેના કારણમાં પ્રજાની **શિસ્ત** જ કારણ રૂપ છે. તવંગરો

ત્યાં કાળાં બજારો સરજાવતા નથી કે સરજાવવામાં સહાયક થતા નથી. હિંદમાં પણ તવંગરો અન્નસંગ્રહ કરવાનું છોડી દે તો અન્નના ઉત્પાદકો પણ કાળાં બજાર કરવાનું છોડી દે; અને તો સરકારને અન્નની વ્યવસ્થા કરવામાં સરળતા થાય. જીવનની જરૂરિયાતોની બધી ચીજો પાછળ તવંગરોની સંગ્રાહક વૃત્તિએ પારાવાર કષ્ટ ઉપજાવ્યું છે. આ તવંગરો ગમે તે ધર્મ કે સંપ્રદાય કે સમૂહના હોય, માનવતા (વૈષ્ણવતામાં અને માનવતામાં કાંઈ પણ અંતર નથી, એ) થી ભ્રષ્ટ થયા છે. એઓને ઠેકાણે લાવવાના સરકારના પ્રયત્નોમાં પ્રજાએ સહકાર આપવો જ જોઈયે, જો જીવવું હોય તો. અને જીવવું કોને નથી ?

અહીં થોડું અંગત પણ કહેવા જેવું હાલના સંયોગોમાં છે. આપણાં મંદિરોની વ્યવસ્થામાં નેગભાગ પાછળ એક અદ્ભુત તત્ત્વ રહ્યું હતું. મંદિરની હરેક પ્રકારની સેવામાં રહેલાંને ભરણપોષણ માટે બહાર ક્યાંય નજર કરવી ન પડે એ દૃષ્ટિએ પ્રસાદનું વિતરણ સેવકોમાં થતું હતું. એ પ્રણાલી આજે, બેશક, અવિચ્છિન્ન રીતે ચાલી આવે છે અને સેવકોને પ્રસાદના વાંટ મળે જ છે. પણ વાંટની પ્રથામાંથી જે દૂષણ ઊભું થયું તે એને ખાનગીમાં કે જાહેરમાં વેચવાનું. અવશ્ય સેવકોને પોતાનાં બૈરાં છોકરાંના ભરણપોષણ માટે નાણાંની જરૂર રહે જ છે. મંદિરોમાં જરૂર પૂરતા જ સેવકો રાખી પગારનું ધોરણ જરા વધારવામાં આવે—અને મંદિરોને ટકાવી રાખવાં હોય તો પગારનું ધોરણ વધાર્યા વિના છૂટકો પણ નથી—તો વાંટ વેચવાની વૃત્તિ ન થાય. એ વાંટ મંદિરો જ

દ્રવ્ય લઇને કે અન્ય રીતે અન્નના સાચા અધિકારીઓમાં વાપરે. સૌથી સારું તો એ છે કે વિદ્યાલયોનાં છાત્રગૃહોમાં એનું વિતરણ થાય; મંદિરો જ આવાં જરૂર પૂરતાં અને પોતાની શક્તિ મુજબનાં છાત્રગૃહો ચલાવે. નિ. લી. પૂ. પા. ગો. શ્રીગોકુલનાથજી મહારાજે બાલકૃષ્ણ પાઠશાળા આ પ્રમાણે ચલાવી પણ હતી; અને અમદાવાદ, કોટા વગેરે અન્ય સ્થાનોમાં પણ કવચિત્ આવું સંચાલન હતું ને છે પણ; આ વધુ વ્યાપક બનવું જોઇએ. મંદિરોમાં પ્રસાદ લેનારાઓની સમક્ષ રજૂ થતી પાતળોનો પ્રકાર પણ એવો છે કે કયો માણસ કેટલું ખાઇ શકશે એનો વિવેક પીરસનારને મન જરૂરી નથી મનાયો; અને તેથી કરી પાતળોમાં પુષ્કળ એઠું પડી રહે છે. આવો બગાડ આજે લગભગ દરેક મંદિરમાં છે. આને કાબૂમાં લાવવાની મંદિરોના સંચાલક આચાર્યવર્યો અને અન્ય અધિકારીઓની આ કપરા કાળમાં ફરજ અવશ્ય છે.

જીવન-ધોરણ જે વિકટ થઇ પડયું છે તેને સરળ કરવામાં જે કાંઈપણ સાહાય્ય હરકોઇ તરફથી જેટલું પણ મળે અને શકય હોય તેટલું, અવશ્ય થવું જોઇયે.

**यथा देहे तथा देवे** એ ઉચ્ચ ભાવના ઉપર ભગવાનની સેવા-પ્રણાલી હિંદુધર્મમાં સ્વીકારાઈ છે. એ સેવા-પ્રણાલી પાછળ રાષ્ટ્રના એકીકરણની ભાવના હતી. આજે એ ભાવના છિન્નવિચ્છિન્ન થઇ ગઇ છે. વૈષ્ણવતાના અવિચ્છિન્ન રહેલા ગુણ સર્વત્ર ઓછાવધતા પ્રમાણમાં વ્યાપક છે, તે સઘળા

એકત્રિત થઇ દેશમાં સર્વવ્યાપક બને તો આજે આપણને જે સ્વાતંત્ર્ય મળ્યું છે તે જળવાઇ રહેશે. એ બળ ઉપર જ સાચું સંગઠન સધાશે; અને ત્યારે જ ભેદનીતિના ભોગમાંથી પ્રજા બચી શકશે.

જીવવું તો બધાને ગમે છે, પણ એ જીવવું અન્યનો ભોગ લઇને ટકાવી રાખવાનું હશે તો નહિ ટકે. અન્યને જિવાડીને જે જીવવામાં આવે છે તે જ જીવવું જીવવું છે, જે ટકી શકનારું છે. પરાઈ પીડને દૂર કરવાના પ્રત્યેક માનવના પ્રયત્ન વિના એની માનવતા—વૈષ્ણવતા ટકી શકવાની નથી. તો પછી ગુલામી તો ઘુરકિયાં કરતી સામે ઊભી જ છે.

## ૫. નવીન સ્વતંત્ર હિંદમાં એના એક અંગ તરીકે વૈષ્ણવોનો ફાળો

હિંદ આજ લગભગ હજાર વર્ષ પછી ગુલામીમાંથી મુક્ત થઇ શક્યું છે; ધારતા જ નહોતા એવી રીતથી સ્વાતંત્ર્ય આવી પડ્યું છે. "હિંદ છોડો"ના નાદને એક વખતે ચોગમથી હસી કાઢવામાં આવતો હતો, તે જ નાદ દૈવી ચમત્કારની જેમ સાચો થઇ ગયો ને અંગ્રેજો હિંદનો કબજો હિંદી પ્રજાના હાથમાં મૂકી ચાલતા થયા. પૂર્વે બતાવાયું તેમ દેશને બે ભાગમાં છેદી નાખ્યો. એ બે ભાગલા પણ એવા વિચિત્ર છે કે એના ઉપર લગભગ કાયમનો ઝઘડો ચોંટી પડયો છે. આ ઝઘડામાં વર્ષો સુધી હિંદી સંઘની પ્રજાનું ચિત્ત પરોવી રાખવું પડશે. આવા યોગમાં હિંદી પ્રજાએ ટૂંકા આત્મ-હિત

**તરફ દિલ રાખી સંઘશક્તિને વિઘ્ન પહોંચે એવું કોઇ પણ કાર્ય કરવું ન જોઇયે**—એવા કાર્યથી સર્વથા દૂર રહેવું જોઇયે.

હાલ સર્વત્ર સંપ્રદાયોમાં નીચેના મુદ્દા સૌનું ધ્યાન ખેંચી રહ્યા છે :-

(૧) ચાલુ પ્રણાલિકા અને એમાં સુધારણાની શકયાતા,

(૨) મંદિરોનું સ્થાન, એના વહીવટ અને વિનિયોગ,

(૩) સંપ્રદાયો અને અસ્પૃશ્યતા.

આ ત્રણે મુદ્દા ટૂંકમાં અહીં જોઈ જઇયે.

(૧) એક મહાન હિંદુધર્મ નીચે પડેલા અનેક સંપ્રદાયોમાં આપણો પણ એક સંપ્રદાય એના અંગ તરીકે રહેલો છે. શરીરનાં અનેક અંગોમોનું એક અંગ વાંકું થાય તો બીજાં અંગોને આપત્તિમાં મૂકી દે છે. એ અંગ વિકૃતિ ન છોડે તો એને કાપી નષ્ટ કરી નાખવું પડે છે, ને એ વિના બીજાં અંગોએ ચલાવી લેવુ પડે છે. વાંકું અંગ છૂટું પડયા પછી જીવન ધારી શકવાની કોઈ સ્થિતિમાં નથી. એટલે જ બીજાં અંગોની સાથે પૂરા સહકારથી પ્રત્યેક અંગે ચાલ્યા વિના છૂટકો નથી. વૈષ્ણવી આચાર-વિચારની પ્રણાલી આત્મા અને દેહની શુદ્ધિને માટે ખૂબ ખૂબ વિચારપૂર્વક યોજાયેલી છે, અને શાંતિના સમયમાં એ ખૂબ હિતકર છે. પણ આજે એવો વિચિત્ર સમય ઊભો થયો છે કે જ્યારે **પ્રત્યેક ઘરથી એક કે એકથી વધુ સૈનિકોએ દેશના બચાવ માટે નીકળવું પડશે.** આ આપત્તિકાળમાં આચારની

છૂટછાટ કેટલીક આવશ્યક બનવાની જ છે. યાંત્રિક જમાનામાં બધું જ એટલી ઝડપથી થતું હોય છે કે સમય માગતો આચાર પાળવો સરળ થઇ પડતો નથી; આચારની કટ્ટરતા શરીર-બળને ટકાવી રાખવા જ્યાં બાધક થતી હોય ત્યાં એમાં છૂટછાટ આવશ્યક બને જ. વસ્તુસ્થિતિએ બધા જ યુગોમાં આચાર ઘેર પાળવાના છે; અને સ્મૃતિઓએ તો ઉદારતાથી આપત્તિકાળમાં છૂટછાટો સૂચવી એનાં પ્રાયશ્ચિત્ત પણ બતાવ્યાં છે. મનપૂર્વક કરવામાં આવતાં પાપ એજ પાપ છે; મનપૂર્વક જે નથી તે પાપ નથી; અને તેથી પ્રાયશ્ચિત્તથી શુદ્ધિ આપવામાં આવી છે.

આપણે સારી રીતે જાણિયે છિયે કે મુસ્લિમ શાસન-કાળમાં સ્પૃશ્યાસ્પૃશ્યની મર્યાદા શિથિલ થઇ; અંગ્રેજી શાસનકાળમાં એ ખૂબ ખૂબ શિથિલ બની; ને આજે મહાસભાના શાસનકાળમાં તો અસ્પૃશ્યતા કાયદાથી ગુનો ગણાઇ. આપણે સવર્ણોએ જ્યાં જ્યાં અસ્પૃશ્યતાનો વિરોધ કર્યો ત્યાં ત્યાં આપણી આચાર પાળવાની અશક્તિને કારણે જ. અને આપણાં એ પ્રચ્છન્ન પાપોને કારણે જ કાયદાથી આપણા ઉપર એ અસ્પૃશ્યતાવિરોધ ગુના તરીકે આવ્યો. સમાજ બહુમતીએ જે કાર્ય કરે છે તેને લઘુમતીએ અનુસરવું જ પડે છે. નથી અનુસરતી તો સમાજમાં અસ્તિત્વ ગુમાવવાનો સમય આવે છે. આવી સ્થિતિમાં **तथैव तस्य लीला** ગણીને જ વર્તવા સિવાય બીજો છૂટકો નથી હોતો. આપણાં હૃદયની નબળાઇનો ખ્યાલ કરિયે. ઘરનો દીકરો ગમે તે કરી બહારથી આવે તો એના તરફના વાત્સલ્યે આપણે એનું આપણાથી વિરુદ્ધનું વર્તન હોય

તોયે મોટે દિલે ચલાવી લઇયે છિયે; પારકાના છોકરાના પોતાના છોકરા કરતાં ઓછા બાધક વર્તનની પણ આપણે નિંદા કરતા જ રહિયે છિયે. આ કાંઈ બરોબર નથી. અને તેથી જ આપણે બહુમતીમાં હતા તેમાંથી લઘુમતીમાં મુકાઇ જઈયે છિયે. સમયનો પ્રભાવ જ એવો છે કે જે માર્ગે બહુમતી જાય તે જ માર્ગે લઘુમતીએ જવું પડે છે. અરે નાતજાતની આપણે ત્યાં બહુમતીએ જે કાંઈ કર્યું હોય છે તેને લઘુમતીએ તાબે થવું પડે છે; તો પછી જ્યાં સમગ્ર સમાજ જ બહુમતીથી જે કાંઇ કાર્ય કરે તેને તાબે થયા વિના છૂટકો જ ક્યાં રહે છે? એટલે વર્તમાન પરિસ્થિતિને અનુરૂપ સુધારાઓ (ભલે પછી લઘુમતીને મન એ કુધારા હોય, પણ એઓ)નો સમાદર કર્યા વિના ચાલે એમ નથી. મુખ્યત્વે આપણી આચાર–પ્રણાલી આનો ભોગ બને છે. આ પૂર્વે જે ત્રણ વર્ગ વૈષ્ણવોના બતાવવામાં આવ્યા છે તેમાંનો ત્રીજો ઉદાસીન વર્ગ તો આચાર–પ્રણાલીને છોડીને ક્યાંય દૂર જઈ બેઠો છે જ; પણ એના હૃદયમાં જે ધર્મતત્ત્વ છુપાઇ રહેલું છે તે પ્રથમના બે વર્ગોની ઉદારતાને જોશે તો જરૂર પ્રકટ થશે ને આજે સૂગની જે ભાવના છે તે દૂર થશે. ત્યાર જ ત્રણે વર્ગ એક થઇ દેશ સમગ્રના હિતના કાર્યમાં પ્રવૃત્તિ કરવાની શક્તિ મેળવશે.

(૨) મંદિરોનું સ્થાન ભવિષ્યના હિંદમાં ચિંતાનો વિષય થઈ પડ્યું છે. માત્ર પુષ્ટિમાર્ગીય મંદિરોની જ નહિ ઇતર સંપ્રદાયોનાંની, અને જૈન દેરાસરોની પણ એક સરખી સ્થિતિ છે. તે તે સંપ્રદાયની દીક્ષા લીધેલી હોય તેઓનો જ

પોતપોતાના સંપ્રદાયનાં મંદિરોમાં જવાનો અધિકાર છે. એથી જ સાંપ્રદાયિક મંદિરોમાં બહારનું કોઇ પણ આક્રમણ કારગત નીવડી શકતું નથી. જાહેરનાં હિંદુ દેવાલયો–શિવ, ગણેશ, હનુમાન, માતાઓ અને વિષ્ણુનાં જાહેર દેવાલયોમાં જ્યાં જ્યાં સવર્ણ હિંદુઓનો પ્રવેશ હતો—વાવ કૂવા વગેરે સહિત—ત્યાં ત્યાં કાયદાથી હરિજનોનો પ્રવેશ શકય બન્યો છે. એમાંથી હાલને ટાંકણે સાંપ્રદાયિક મંદિરો અને જૈનોનાં દેરાસર બચી ગયાં છે. પણ ભવિષ્યમાં કાયદો સુધરશે ત્યારે બધાં મંદિરોમાં હરિજનપ્રવેશ કાયદાથી સિદ્ધ બનશે. આ સામે માથું ઊંચકવાનો પ્રયત્ન કેટલો કારગત નીવડયો એ સૌએ જોઇ લીધું છે. પૂ. પા. ગો. શ્રીકૃષ્ણજીવનજી અને અને શ્રી. દીક્ષિતજી કે પૂ. કરપાત્રીજી જેવાની મદદમાં કોણ જઈ ઊભું? આપણી માન્યતા પ્રમાણે સવર્ણોનો જ અને એ પણ પ્રત્યેક મંદિરમાં અમુક કક્ષા સુધી જ જવાનો હક્ક છે એ વાત સાવ સાચી, છતાં બહુમતી એ બાજૂ નથી. પરિણામે આમાં સરળતા નથી મળી. એમાં વળી બંગાળમાં થયેલાં કોમી તોફાનોએ જે વિકટ પરિસ્થિતિ ઊભી કરી અને શ્રીકૃષ્ણજીવનજીબાવા ને દીક્ષિતજીબાવા ત્યાં પહોંચ્યા અને ત્યાં બળાત્કારે વટલાવાયેલા હિંદુઓની સ્થિતિ જોઈ ત્યારે શુદ્ધીકરણની જાહેર હિમાયત કરી, એણે ઉદારચરિત આચાર્યોના હૃદયની પીડિતો તરફની અનુકંપાનો દેશને પરિચય આપ્યો. આનાથી મંદિરપ્રવેશનો પ્રશ્ન ગૌણતા પામી ગયો. સમાજનું પરિવર્તન જ આવા વિષયોને પશ્ચાદ્‌ભૂમિકામાં ધકેલી મૂકે છે; ત્યાં વધુ ઉદાર થયા વિના છૂટકો જણાતો નથી. ઇચ્છાએ કે અનિચ્છાએ

બંધાંએ તાબે થવાનું આવી પડ્યું છે. આથી મંદિરોના હાલના વહીવટમાં અને મંદિરોના ઉત્પન્નના વિનિયોગમાં કેટલુંક પરિવર્તન આવી પડવાનો ભય ઊભો થયો છે. મંદિરો ઉપર કાયદાથી અધિકાર આવી જતાં એકહથ્થુ સત્તા જળવાઇ નહિ રહે ત્યારે સાંપ્રદાયિક પ્રણાલીને પણ કોઇ લક્ષ્યમાં નહિ લે, અને જાહેર ધર્માદા ટ્રસ્ટોની જેમ આ બધાં ટ્રસ્ટોની વ્યવસ્થા કાયદાથી નક્કી થઇ જશે. આપણું હૃદય ગમે તેટલું સાંપ્રદાયિક હોય છતાં એવા સમયમાં વ્યક્તિથી કાંઇ થઈ શકવાનું નથી.

અને મંદિરોમાંથી જ આત્માનો વિકાસ હિંદે મેળવ્યો હતો. આજે સાંપ્રદાયિક સંકુચિતતાને લીધે એમાં જે ઓટ આવી તે ભરતીમાં પરિણામ પામે એમ કરવું હોય તો એ જ મંદિરો વિચારવિનિમય અને સંગઠનના ધામ તરીકે વપરાવાં શરૂ થવાં જોઇયે; સમગ્ર હિંદનું હિત સધાય એવી પ્રવૃત્તિઓનાં એ ધામ બની રહેવાં જોઇયે.

આ વિષયમાં મુસ્લિમ–મસ્જિદોનું ઉદાહરણ આવકારક થઇ પડશે. મસ્જિદોમાં એક જ સ્થાને એકસ્થાનીય પ્રાર્થનામાં સમૂહ એકત્રિત થઈ એક જ ઉપદેશક દ્વારા એક સરખો ઉપદેશ પામે છે, એમાં ક્યાંય દોકડાનો પણ ખર્ચ નથી. આપણાં મંદિરોમાં શ્રી...ની સેવામાં થતા ખર્ચને આપણે નષ્ટ કરવા નથી માગતા; એ ભલે સમયાનુસાર રહે, પણ એમાં દેશને બચાવવાનું બળ પોષાયા કરે એ માટે સમૂહગત અને સર્વને રોચક એવી સમય–મર્યાદામાં સૌનું એકીકરણ અને સંગઠન જરૂરી છે.

(૩) સંપ્રદાયો અને અસ્પૃશ્યતા આજે સમાજનો એક ચર્ચાનો વિષય બની રહેલ છે. ઉપર (૧) માં આ વિષય ચર્ચાઇ ગયો છે; છતાં પણ વ્યાપક રીતે એનું સ્થાન સમાજમાં છે; તેથી થોડું વિશેષ અહીં આપવું જરૂરી બને છે.

આજે જેઓને આપણે અસ્પૃશ્ય લેખિયે છિયે તે લોકોમાંના બધા જ અસ્પૃશ્ય નથી. ચમાર વણકર ને ભંગી આ ત્રણ સામાન્ય રીતે **ઢેઢ** કોમ તરીકે—ગાંધીજીએ આપેલા **હરિજન** નામથી વ્યવહૃત છે. આ સિવાયની બીજી નીચલામાં નીચલા થરની જંગલમાં રહેનારી ભીલ વગેરે હિન્દુજનતા પણ અસ્પૃશ્યવત્ ગણાઈ છે. આ બીજી પ્રજાઓ શુદ્ધ થઈ મંદિરોમાં આવી શકે છે. કોળી અને ઠાકરડા, ભીલો અને ધારાળા, સૌ કોઇ વૈષ્ણવ ધર્મમાં સમાવિષ્ટ થઇ શકે છે. હરિજન કોમોમાંથી પણ સ્વામિનારાયણ સંપ્રદાયમાં અસ્પૃશ્યતાના પાલનપૂર્વક પણ માણસો દીક્ષાનાં અધિકારી બન્યાં છે. અમુક અલગ રીતે દર્શનનો અધિકાર એઓને માટે છે.

મંદિરોમાં પવિત્રતાની સંપૂર્ણ ભાવના છે. એ મંદિરો બીજાઓથી અપવિત્ર થાય છે એમ સ્વીકારી લેવાથી મંદિરોની હાંસી થાય છે. પવિત્ર એ પવિત્ર છે અને બીજાં અપવિત્રોને પવિત્ર કરે છે. આ ભાવના જો વ્યાપક બને તો આજે જે અનેક ઝઘડા છે તેઓ નિર્મૂળ થઇ જાય. આ ભાવનાનો કેટલોક અંશ આજે પણ આપણે ત્યાં આચાર્યકુળમાં મનાય છે. જન્માષ્ટમી વગેરે ઉત્સવોના દિવસમાં અપરશ છોવાતી નથી. આડે દિવસે પણ

ગોસ્વામી બાળકો બહારથી નિજ મંદિરમાં જઈ શકે છે અને રેશમી વસ્ત્રના વ્યવધાનથી આરતી વગેરે કરી શકે છે. એઓની પવિત્રતા જે આપણે બીજાને પવિત્ર કરવાની સ્વીકારી છે તે આ છે એમ મને સમજાય છે. જગન્નાથજીના મંદિરમાં તો અપવિત્રતાનો લેશ પણ સ્વીકાર નથી. મંદિરની પવિત્રતાની આ ભાવના આ યુગમાં જો વ્યાપક રીતે સ્વીકારાય તો અનેક ઝઘડાઓનો અંત આવી જાય.

અસ્પૃશ્યતા તનની છે, મનની નહિ. મન શુદ્ધ હોય તો તનની શુદ્ધિ આપોઆપ આવી રહે છે. હિંદુ ધર્મે પરમહંસની ભાવનામાં એ જ પ્રકારની પવિત્રતા સ્વીકારી છે. સંન્યાસી ગમે તેનું ખાય છતાં એની પવિત્રતામાં બાધ નથી આવતો. પણ આટલી ઉચ્ચ કક્ષા સુધી સામાન્ય જીવ જઈ શકવાની સ્થિતિમાં નથી. એટલે તનની શુદ્ધિ પ્રથમ અનિવાર્ય છે. આરોગ્યને માટે પણ તનની શુદ્ધિ અનિવાર્ય છે. મરજી માફકની ખાણીપીણી સર્વથા નિંદ્ય છે; સુધારકો પણ એને સત્કારતા નથી. આપણા વૈષ્ણવી સમાજમાંનો મર્યાદીનો આચાર સર્વશ્રેષ્ઠ છે; એમાં રહેલું તપ પરમ કોટિનું છે. ને સાચો મર્યાદી કદી અન્યને ધિક્કારતો નથી; કષ્ટ થાય તો પોતાપર જ વેઠી સામાને ખબર પણ પડવા દેતો નથી. સમાજમાં પણ આ પ્રકારની ઉદારતા આવશ્યક છે; તો જ સમાજમાં જીવી શકાય એમ છે.

## ૬. ઉપસંહાર

આ નિબંધમાં હું ખૂબ વધુ પડતું પણ લખી ગયો છું. જે કાંઇ કહેવું પડ્યું છે તે વર્તમાન સંયોગોએ

ઊભી કરેલી પરિસ્થિતને કારણે છે. વર્તમાન પરિસ્થિતિમાં સમગ્ર હિંદુ સમાજે આપસઆપસનાં વેર ઝેર વૈમનસ્ય અને મતભેદો ભૂલી જઈ ખભે ખભા લગાવી સામાન્ય વિરોધી તત્ત્વ સામે ઝઝૂમવાનું છે. આમાં કોઈ પણ સ્થળે બીજાઓ ઉપર આધાર રાખી બેસી શકાય એમ નથી. પારકા ઉપર આધાર રાખી બેસી રહેવાના સ્વભાવે ગુલામીને પોષી હતી. એ ગુલામી દૂર થઇ છે. એ પાછી ન આવે એ માટે ઉદ્દાર થયા વિના છૂટકો નથી. આજે મહાસભાની બહુમતી છે તેથી એમના હાથમાં સમગ્ર રાજ્યતંત્ર છે. એમની સામે મતભેદ હોય અને એ મતભેદવાળા જ્યાં-સુધી લઘુમતીમાં હોય ત્યાંસુધી દેશની **શિસ્ત** ખાતર, દેશના હિતમાં બહુમતીને બાધક થાય એવું કશું કરવું ન જોઇયે. જ્યારે દેશ બરોબર થાળે પડે ત્યારે લઘુમતીવાળાઓ ખરા દિલથી લડત આપશે તો એ લઘુમતી જ બહુમતીમાં ફેરવાઇ જશે; ત્યારે વિરુદ્ધ થયેલું બધું સીધું કરી શકવાની સ્થિતિમાં હશે. પ્રજાતંત્રના આ વાદ અને પ્રકારનો ખ્યાલ ન હોવાને કારણે જ આપણે ખોટી ગભરામણ સેવી રહ્યા છિયે. પક્ષો તો રહેવાના જ. વિરોધપક્ષ વિના બહુમતી પક્ષ સાચું તંત્ર ચલાવી શકે જ નહિ. એ સાચા તંત્રની મજબૂત ચાવી છે.

આધ્યાત્મિક વાદમાં રાચવા ટેવાયેલું હિંદ આજે કેવળ ભૌતિક વાદમાં મુકાઇ ગયું છે. આ પરિસ્થિતિને નભાવી લઈ સમય આવ્યે ભૌતિક વાદ ઉપર વિજય મેળવી ફરી આધ્યાત્મિક વાદની સરણી ઉપર ચડી જશે, ત્યાંસુધી

તો "સમય વરતે સાવધાન" એ નીતિએ જીવવું પડશે. અનન્યશરણભાવનાપૂર્વક ભગવાનમાં દૃઢ વિશ્વાસ રાખી, ન્યાય અને નીતિના માર્ગથી ચલિત થયા વિના સમાજમાં રહેવાનું ચાલુ રાખીશું તો ભગવાને પ્રતિજ્ઞા કરી આપી છે કે "न हि कल्याणकृत कश्चिद् दुर्गतिं तात गच्छति કલ્યાણકાર્ય કરનારની દુર્ગતિ થતી જ નથી," એ પ્રમાણે કદી દુર્ગતિ નહિ થાય. અંતે તો:--

सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ।
पाषण्डप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥ (શ્રીમહાપ્રભુજી)

અમદાવાદ, ૧૪. ૭. ૪૮ — કે. કા. શાસ્ત્રી

## શુદ્ધિપત્ર.

| પૃ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૧ | મેડું | મોડું |
| ૮ | ૨૨ | —ક્ષત્રિયો | —ક્ષત્રપો |
| ૨૭ | ૧૮ | कतव्य- | कर्तव्य- |
| ૨૯ | ૧ | —મનું | —મગનું |
| ૨૯ | ૫–૬ લીટીઓ આ પ્રમાણે વાંચો:— | | |

—આવી ઉદારતા અને એને અનુકૂલ દીનતાનું લક્ષણ જેણે કેળવ્યું છે તે જ વૈષ્ણવ." આવા વૈષ્ણવો જ—

